નિઝામી વાંચનમાળા નંબર ૬.

# અખતર મેહેલ.

છપાવી પ્રગટ કરનાર.
નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી.
માલેક-નિઝામીયા બુક ડેપો
પાંચપટી—અમદાવાદ.

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦

અકટોબર ૧૯૧૪ જીલકાદ ૧૩૩૨

કીમત બે આના

આ પુસ્તક પાનકોર અમદાવાદમાં આવેલા શ્રી નિઝામીયા પ્રી. પ્રેસમાં
શ્રી. નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશીએ છાપ્યું

# બે બોલ.



નિઝામી વાચન માળાના છઠા નંબરમાં અખતરે મેહેલ નામની વાર્તા પ્રગટ થાય છે. આ વાર્તા મહાન મુગલ શેહનશાહ સાહેબ કિરાને સાની મોહમ્મદ શાહબુદ્દીન શાહજહાં બાદશાહના રાજ્ય અમલ ફરમાવાનની છે. એમાં શાહજહાં બાદશાહ પોતાની પ્રજાનું કેવી રીતે રક્ષણ કરતા હતા તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

લી.

નિઝામુદ્દીન કુરેશી

بسم الله الرحمن الرحيم



# અખતર મેહેલ.



જે સમયમાં મુગલ શહેનશાહ શાહજહાંએ દીલ્લી શહેરને ઉજાડ કરી શાહજહાંઆબાદ નામથી નવુ શહેર વસાવ્યુ, તે સમયમા મુલાકી બેગમના કુચા નામના મહોલ્લામાં બે બેહનો રહેતી હતી. મોટીનુ નામ જીના બેગમ અને નાનીનુ નામ સકીના બેગમ હતું તે બને બહેનોમાં હદથી વધારે મેલ મીલાપ અને પ્યાર હતો અને તે, એટલે સુધી હતો કે બને જણીઓ એક બીજા ઉપર જીવ કુરબાન કરતી હતી. બને બેહનો અસલ મુગલ ખાનદાનની હોવાથી બનેના લગ્ન પણ અસલ મુગલ ખાનદાનમા થયાં હતા. મોટીનું લગ્ન કાબલી દરવાજે અને નાનીનુ લગ્ન ચીતલી દરવાજે થયુ હતું.

ખુદાતાલાની કુદરતથી લગ્ન થવા બાદ બંને બેહનોએ એકજ દીવસે બાળકોનો જન્મ આપ્યો. મોહટી બહેનને ત્યાં દીકરો અને નાનીને ત્યાં દીકરી અવતરી. જ્યારે નાહની બહેન સકીના બેગમ સુવાવડથી પરવારી ત્યારે પીયરમાં કોઇ સગું વ્હાલું ન હોવાથી મોટી બહેનને ત્યાં ગઇ. મોટી બહેને પોતાની નાની ભાણેજને (જેણીનુ નામ અખતરઝમાની બેગમ રાખ્યું હતું.) જોઇ ત્યારે તેણીના આનંદનો પાર રહયો નહીં. તેણીએ મોટા પ્યારની સાથે પોતાની નાનકડી ભાણેજને ગોદમાં લઇ લીધી અને આ હુર સમાન સઉંદર્ય વાળી બાળકીને છાતી સરમી ચાંપી પ્યાર ઉપર પ્યાર કર્યા. ખરેખર નાની અખતરઝમાની ઘણીજ ખુબસુરત પેદા થઇ હતી. તેણીનો નાનકડો ચેહરો તારા સમાન દીપી રહયો હતો. જીના બેગમ જ્યારે પોતાની ભાણેજને સારી પેઠે પ્યાર કરી રહી ત્યારે મોટા ઉત્સાહની સાથે પોતાની નાની બેહનને પુછ્યુ.

"બેહેન સકીના! જ્યારે આ બાળકી તારા પેટમાં હતી ત્યારે જે વાત થઇ હતી તે તને યાદ છે કે?"

"જી હાં, યાદ છે" સકીનાએ જવાબ આપ્યો.

"ત્યારે ફરી ?"

"આપ જે કહો તે."

"વારૂ, ત્યારે અખતરઝમાની આજથી મારી થઇ ગઇ અને મારો હુસેન મીરઝાં (જીના બેગમના દીકરાનુ નામ હતું) તારો થયો."

જીના બેગમે દીકરાના વીવાહની વાત કહીને પુછ્યું. "હદે એજ વાત હતી કે બીજી?"

"જી આજ વાત હતી."

"તો હવે હું આજથી ત્રીજા દીવસે હુસેન મીરઝાનો વીવાહ કરવા માટે તારે ત્યાં આવીશ."

"ભલે જેવી આપની મરજી" સકીના બેગમે કહયું "જેવી રીતે હું આપની દાસી છું તેવીજ રીતે મારી દીકરી પણ આપની દાસી છે પરંતુ હમણા આ બંને બાળકોની વયજ શું છે? ખુદા રાખે પુરા બે મહીના પણ થયા નથી. આટલી નાની વયમાં વીવાહ કરીશુ તો દુનિયા શુ કહેશે માટે લગાર સમજણા થવા દો. પછી મરજીમાં આવે તે કરજો."

સકીના બેગમની આ વાજબી સલાહ જીના બેગમના ગળે ઉતરી નહી તેથી તે વખત તો કાંઇ જવાબ આપયો નહીં પરંતુ આ વાત થયાના ત્રીજાજ દીવસે પોતાના સસરાના સગા સબધીઓને લઇ સકીના બેગમને ત્યાં ગઇ અને સવા મહીનાના બાળકોનો વીવાહ કરી પોતાની નાની બહેનને વેવાણના નામથી બોલાવા લાગી. સકીનાને જો કે આ વીવાહની વાત લગારે રૂચી નહી પરંતુ મોટી બહેનનું દીલ રાખવા માટે કાંઇ પણ બોલી શકી નહી. અખતર અને હુસેન મીરઝા પાંચ પાંચ વરસની વયે પોહોંચ્યા તેટલામાં તો જીના બેગમે વીવાહ પછી જે કાંઇ રીત રસમ થાય છે તે બધી કરી

નાંખી અને લગ્ન કરવા માટે તાકીદ ઉપર તાકીદ કરવા માંડી. એટલામાં ખુદાની કુદરતથી સકીના બેગમનો શવહર ( ધણી ) શુરદાની બીમારીથી માત્ર એકજ દીવસમાં ગુજરી ગયો. અને નાહની અખતર અનાથ અવસ્થામાં આવી પડી. સકીના બેગમનું જેવી રીતે પીયરમાં કોઇ નહોતું તેવીજ રીતે સાસરામાં પણ માત્ર અલ્લાહના નામ સીવાય બીજું કોઇ નહોતું તેથી શવહરના મરતાંજ તેણી બારે મુસીબતમાં ફસાઇ ગઇ. માત્ર પોતાના શવહરના પગાર ઉપરજ ગુજરાન ચાલતું હોવાથી તેના ગુજરવા બાદ બે દીવસના ફાકા પડવા લાગ્યા. સકીનાને આશા હતી કે મારી આવી ગરીબીમા મોટી બહેન જીના બેગમ કાઇને કાઇ મદદ કરતી રહેશે પરંતુ સકીનાના વીધવા થતાંજ જીના બેગમે તેની સામુ જોવુ પણ મુકી દીધુ. સકીના તથા અખતર મરે છે કે જીવે છે તેની પણ તેણીએ પરવા કરી નહીં. આથી ગરીબ સકીનાને સખત સદમો થયો, પરંતુ તેણીએ હીમત રાખી દળવુ શરૂ કર્યુ અને નાની અખતરે લુગડા સીવવા માંડયા. આવી રીતે મહેનત મજુરી કરી દસ વરસ દુઃખ સુખમાં ગુજારી દીધાં આટલી મુદતમાં અખતર જવાન થઇ ગઇ, કેમકે તેણીને પદરમુ વરસ લાગી ચુક્યું હતું, તેથી સકીનાને દીકરીની ચિંતા પેઠી. એક દીવસે સીતેર એંસી થીગળાંવાળો બુરખો ઓઢી તથા અર્ધ ઉપર ઘસાઇ ગએલી સપાટો પહેરી કાબલી દરવાજે જીના બેગમને ઘેર ગઇ. જીના બેગમનો ધણી પઇસાદાર હોવાથી ઘરની દેવડીમા એક બે દરવાન પહેરો ભરતા હતા તેથી ગરીબ સકીનાને ઘરમાં જતાં ઘણીજ મુશકેલી વેઠવી પડી કેમકે દરવાન ગરીબ સકીનાને ભીખારણ સમજી અંદર જતાં રોકતો હતો પણ ઘણીજ સમજાવટ બાદ ઘરમાં

જવાનું મળ્યું. સકીનાએ ઘરમાં જઇને જોયું તો વચમાં તખત ઉપર ગાવ તકીયાને અઢેલી એક શાહજાદી બેઠી હતી અને તેની પાસે જીના બેગમ વાતો કરી રહી હતી. સકીનાને જોતાંજ જીના બેગમે કાંઇ પણ આવકાર આપવાના બદલામાં મોહડું ફેરવી લીધુ. આ જોઇ સકીનાને ઘણુંજ ખોટું લાગયુ પણ તેણી સખત દિલ કરીને જીના બેગમની પાસે જઇ તખતની નીચે બેસી ગઇ. સકીના આવી તેને પાંચ દસ મીનીટ થઇ ત્યારે પણ જીના બેગમે વાત્ત ન કરી એટલે પોતાની મેળે સકીનાએ વાત ચાલુ કરી.

"બહેન ખુદાના ફઝલથી હુસેન મીરઝાં લાયક ઉમરનો થયો છે અને મારી અખતર પણ પંદરમાં વરસમાં પુગી છે માટે હવે વાર શામાટે કરો છો? મારી પાસે તો ફુટી બદામ પણ નથી કે જમાઇને ધુમ ધામની સાથે તેડું, માટે તમે તમારા દીકરાને લઇને પધારો અને માત્ર એક શરબતના પ્યાલા ઉપર નિકાહ પઢાવી દીકરીને લઇ જાઓ, દીકરીની જાતને ક્યાં સુધી જવાન બેસાડી મુકું? માટે બહેન! મારા ગરીબની અરજ ઉપર ધ્યાન આપો."

જ્યારથી સકીના વિધવા અને ગરીબ થઇ હતી ત્યારથી જીના બેગમને તેણીનુ મોહડુ જોવુ ગમતું નહોતુ અને તેથીજ તેણીએ હુસેન મીરઝાંનું લગ્ન કોઇ મોટા ખાંચરેના પૈસાદાર કુટુંબમાં કરવાનો પાકો ઇરાદો કરી લીધો હતો. કેમકે સકીનાની દીકરી સાથે લગ્ન કરવામાં હવે પોતાની હોંસ પુરી થશે નહીં એ તેણી સારી પેઠે જાણુતી હતી તેથી તેણીને સકીનાની ઉપલી વાત લગારે ગમી નહી

વળી એક પૈસાદાર કુટુંબની શાહઝાદીની સામે એક ભીખારણ જેવી સ્ત્રી બહેન અને વેવાણ બનીને લગ્ન જલદી કરવા માટે તાકીદ કરે એ જીના બેગમ જેવી ધીસીયારી ખોરને ઝેર સમાન લાગ્યું તેથી તરતજ સકીનાની વાતનો જવાબ આપતાં જીનાબેગમ બોલી.

"અલી તું મારી બહેન ક્યાંથી ? રાંડ ભીખારણી થઇને મોટા અમીરોની સાથે સગપણ જોડવા આવી છે. જા જા ચાલીજા નહીં તો હમણા નોકરોની પાસે બહાર કાઢવી પડશે. જુઓ મારા લાડકવાયાં પુત્રને પોતાની શંખણી જેવી દીકરી આપવા આવી છે? અરે જારે કુતરી! જો તારી દીકરીને કોઇ ન લઇ જતું હોય તો કોઇ રસ્તાના રખડતા જોગી જતીને આપી દે."

સકીના બેગમ પોતાની મોટી બહેનનુ આ બોલવું સાંભળી અજાયબી સાથે દીલગીરીના દરીયામાં ગરક થઇ ગઇ અને તે વખતે કાંઇ પણ જવાબ આપ્યા વગર તરતજ ઉઠીને પોતાને ઘેર વીદાય થઇ ગઇ. પણ પેલી શાહઝાદીએ સકીનાના વીદાય થતાંજ જીના બેગમને પુછ્યું.

"બહેન આ કોણ હતી અને શુ કહેતી હતી ?"

"આ સ્ત્રી અમારી પડોશમાં રહે છે" જીના બેગમ વાત બનાવતાં બોલી "બાપડી ચકરમ થઇ ગઇ છે. આઠમે દસમે દીવસે દરવાનની નજર ચુકાવી મહેલમાં પેસી જાય છે પરંતુ લગાર ધમકાવવા બીહરાવવામાં આવે છે તો પછી ચાલી જાય છે.

સકીનાનું જીગર જુના બેગમની વાતોથી બળીને ભસ્મ થઇ ચુકયું હતું તેથી તેણીએ ઘરમાં આવતાંજ રડવું શરૂ કર્યું.

આખતરે જ્યારે પોતાની માને રડતી જોઈ ત્યારે તેણી પણ પાતાની માની સાથે રડવા લાગી. આવી રીતે મા દીકરીની રડા-પીટથી સાંભળનારાઓના જીગર હાલી રહયાં હતાં. આવી રડા-પીટમાંજ સકીના બેગમે સાંભળ્યુ કે એક ફકીર બારણા ઉપર બોલી રહયો છે " બલા હો માઇ કુચ્છ હાઝર હો તો દીલવા દે " સકીના અફસોસી અને ગુસ્સામાં ભરેલી હતી. બહેને આપેલું મહેણું (જો તારી દીકરીને કોઇ ન લઇ જતું હોય તો કોઇ રસ્તાના રખડતા જોગી જતીને આપી દે ) યાદ આવી જવાથી બહાર ઉભેલા ફકીરને કહયું " સાંઇજી ' હું દુ:ખીયારી વીધવા છું, જેવી રીતે હું મારી જીંદગીના દીવસો ગુજારૂં છુ તેવી રીતે પરવર દીગાર કોઇ દુશ્મનના પણ ન ગુજારે. આજે ત્રીજો દીવસ છે, એક ચણા બરાબર વસ્તુ પેટમાં પડી હોય તો સોગન ખાઉં. અમોએ કડાકા ગુજાર્યા છે. પઇસા ટકામાં એક પાઇ પણ નથી કે તમને આપું. હા એક જવાન કુંવારી દીકરી હાજર છે, ઇચ્છા હોય તો લઇ જાઓ."

સકીનાનુ આ બોલવું સાંભળી કોણ જાણે ફકીર નરમ દીલનો હતો કે સકીનાની વાતથી તેના પર અસર થયો. તરતજ ફકીરે સકીનાને બારણાની પાસે બોલાવીને કહ્યું " માઇ તારા ઘરમાં કુડો હોય તો મને આપ " સકીનાએ તરતજ ઘરમાંથી એક

માટીનો કુંડો લાવી આપ્યો. એટલે ફકીરે તે કુંડામા પોતાની ભીખની ઝોળીમાંનું ખાણું નાંખતાં કહયુ.

"લે માઇ આ ભીખના કટકા છે જે ઘર ઘર ફરીને ફકીરે મેળવ્યા છે. અત્યારે તું તેને ખાઇને ખુદા ઉપર ભરોસો કર. તે બધાંનો માલેક છે."

આટલુ કહી ફકીર ચાલતો થયો અને સકીના ખાણાનો કુડો ઉપાડીને ઘરમાં લાવી. ઘરમાં દીવો તો ન હતો પરંતુ પુનમનો ચાદ મારી પેઠે પ્રકાશ નાંખી રહેલો હોવાથી તેના અજવાળામાં સકીનાએ જોયું કે કુંડો ખાણાથી ભરેલો છે. રોટલીના કટકા, ખીચડી, પુલાવ, બીરયાની, ઝરદો, અથાણા અને મુરબ્બાની ચીરીઓ, કવાબ વીગેરે કુંડામા ભરેલુ હતું, અને તે ખાણાની અંદરજ બે ચાર પઇસા પણ હતા. સકીના અને અખતરને ત્રણ દીવસ કડાકા પડેલા હતા તેથી બંને મા દીકરીએ પેટ ભરીને ખાણું ખાઇ ખુદાના શુકરાના કર્યા અને તે બાદ સકીનાએ અખતરને કહ્યું.

"દીકરી! આપણે બંને જણાએ ખાણું પેટ ભરીને ખાઇ તો લીધું પરંતુ જોજે જોગીરાજના પઇસાને હાથ ન લાગે. જેટલા પઇસા હોય તેટલા બધાને એકઠા કરી અમાનત તરીકે જુદાજ મુકજે કાલે તે આવશે તો આપી દઇશું."

"હા અમ્મા! ખરૂ કહો છો. આ જોગીરાજની અમાનત માટીના પ્યાલામા મુકું છું. એમની અમાનતમાથી એક પાઇ પણ લેવાનો આપણુને કાંઇ હક નથી."

પ૧૯૯

[ ૧૧ ]

સકીના સવારમાં ઉઠીને નમાઝ પઢવા લાગી અને અખતર માટીના પ્યાલામાંથી જોગીના પઇસા કાઢીને ગણી રહી હતી એટલામાં તેણી પોતાની મેળેજ પોકારી ઉઠી.

"હ્યો, વળી આ નવું કૌતક ! પ્યાલામાંથી પીતલના પઇસા પણ નીકળ્યા."

"દીકરી પરાઇ અમાનતને શા માટે જુએ છે" સખીના નમાઝ પઢી રહેવા બાદ પોતાની દીકરીને અજાયબીથી પીતલના પઇસા જોતાં જોઇને બોલી ' જોવું પીતલના પઇસા કેવા ?"

"અમ્મા ! હું તો જોગીરાજના પઇસાને સંભાળીને મુકું છુ આહ ! એકના બદલે પીતલના ચાર પઇસા નીકળયા ?" અખતર પોતાની માને આપતાં બોલી "લ્યો આ રહયા."

"દીકરી આ પીતલનાં પઇસા નથી" સકીનાએ પઇસાને સારી પેડે જોઇને કહયું "આને સોના મોહરો કહે છે, એટી સાંઇના સો ખેલ હોય છે માટે જા પ્યાલામાં સંભાલીને મુકી રાખ, કોણ જાણે તે ફકીર હતો કે ફરીશ્તો હતો. જ્યારે તેને સોના મોહરો યાદ આવશે ત્યારે દોડતો દોડતો આવીને લઇ જશે."

પેલા જોગીએ આપેલું ખાણું એટલું બધું હતું કે બંને મા દીકરી બે વખત પેટ ભરીને ખાઇ ચુકી હતી અને ફરી રાત્રે ખાવા બેઠી કે એટલામાં બહારથી ફકીરે બુમ પાડી.

"ભલા હો માઇ' કુચ્છ હાઝર હો તો દિલવા દે."

આ સાંભળી તરતજ સકીના બારણા આગળ જઇને બોલી.

"જોગીબાવા સલામ! પેલી આપની અમાનત જુદી મુકી રાખી છે માટે તે લેતા જાવ."

"માઇ! અમાનત કેસી?"

"રાત્રે આપની ઝોલીના ખાણાંમાંથી થોડાક પઇસા અને ચાર સોના મોહરો નીકળી છે, જે ભુલમાં આવી ગઇ હશે એમ સમજીને અમાનત તરીકે જુદીજ રાખેલી છે."

"માઇ તુ કાંઇ સમજીજ નહીં" જોગીએ હસ્તા હસતા કહયુ "એ પઇસા અને સોનામોહરો હુ તને તારા માટેજ આપી ગયો હતો માટે તુ તેને પોતાના ઉપયોગમાં લે. અને જા કુઝા લઇ આવકે આજની ભીખનુ ખાણું પણ તને આપુ'"

"બહુ સારૂં જેવી આજ્ઞા" લગાર વિચાર કરીને સકીનાએ ફકીરને અંદર બોલાવતાં કહયુ "ઘરમાજ પધારોને."

આ સાંભળી પેલો જોગી અથવા ફકીર સકીનાના મકાન ઘરમાં આવ્યો અને સકીનાના કહેવાથી એક તુટેલા ખાટલા ઉપર બેસ્તાં બોલ્યો.

"માઇ તારા ઘરમાં દીવો નથી."

"બાપુ! દીવો બે કોડીઓનો માલ કહેવાય છે પણ મારી પાસે બે કોડીઓ નથી કે હું દીવો બાળું."

"માઇ કાંઇ ચીંતા ન કર, સાહેબ કરશે તો તારા ઘરમાં ઘીના દીવા બળશે." ફકીરે કહયું "કાલના ખાણામાંથી જે કાંઇ પૈસા ટકા મળ્યા છે તથા આજના ખાણામાં પણ જે કાંઇ મળે તે સર્વે તું તારા ઉપયોગમાં લેજે, અને મનમાં કોઇપણ બુરી વાતને જગ્યા ન આપતી. પરવરદિગાર પવીત્ર છે અને ફકીર લોકો પણ પવીત્ર હોય છે."

આટલું કહી ફકીર પોતાના ભીખની ઝોલીમાંનું ખાણું તથા પૈસા ટકા કુંડામાં નાંખી પોતે લાંબો થઇને તુટેલા ખાટલા ઉપર સુઇ ગયો અને સકીનાની સઘળી હકીકત પુછવા માંડી. સકીના બીચારી અસલથી સીધી સાદી સ્ત્રી હોવાથી તેણીએ પોતાની સઘળી હકીકત ફકીરને સંભળાવી અને જ્યારે પોતાની બેહેન ઝીના બેગમને ત્યાં લગ્ન જલદી કરવાનું કહેવા જતાં પોતાની બેહેને મારેલું મહેણું (જા તારી દીકરી કોઇ જોગી જતીને આપ) યાદ આવી જવાથી મોટેથી રડવા લાગી એટલે ફકીરે સકીનાને દીલાસો આપતાં કહ્યું.

"માઇ! જોગીએ કહી દીધું છે કે તુ કાંઈ ચીંતા ન કર, અને જો કે સાહેબ શું કરે છે માટે ચાલ ચુપ થઇ જા."

"હવે જ્યારે આપના જેવા વલી અલ્લાહ મારી મદદપર છે તો ફરી મને શાની ચીંતા હોય." સકીના પોતાના આંસુઓ લુછતાં બોલી "પણ બેહેનનું મહેણું યાદ આવતાંજ મારા મનમા કઇને કંઇ થઇ જાય છે."

આટલુ બોલી સકીનાએ જોયુ કે ખાટલા ઉપર ફકીરના પગ રહેતા નથી કેમકે ખાટલો નાનો હોવાથી પગના પંજા બહાર રહે છે અને વળી ફકીર ખાટલા ઉપર બેચેન સુતેલો છે તેથી તેણે અખતરને કહયુ.

"દીકરી ! તું નકામી બેસીને શુ કરે છે ? આવ ખાટલાની પંગાતી બેસી જોગી બાવાના પગનાં તળીયાં સહેલાવ."

અખતર માનો હુકમ સાંભળી તરતજ ઉઠી અને ખાટલાની પંગાતી ભોંય ઉપર બેસી નીચી નજરોએ જોગીના તળીયાં સુહેલાવા લાગી. જોગી થોડી વાર સુધી આરામ કરી ચાલ્યો ગયો એટલે બને મા દીકરી પરવર દિગારનો આભાર માની સુઈ રહી અને સવારમાં ઉઠતાની સાથે જોગીની સોના મોહરોના રૂપીયા મંગાવી લુગડા લતાં સીવડાવ્યાં અને ઘરનો જરૂરી સામાન મગાવ્યો. ત્રીજી રાત્રે પણ તે ફકીર આવ્યો અને પોતાની ઝોલી તથા દસ સોના મોહરો સકીનાને આપી ખાટલા ઉપર સુઇ ગયો એટલે આગલી રાતની પેડે અખતર ખાટલાની પંગાતી બેસીને નીચી નજરોએ પગનાં તળયાં સહેલાવવા લાગી. થોડી વાર સુધી ફકીર સુઇ રહયો અને ફરી પોતાની ખાલી ઝોલી લઇને ચાલ્યો ગયો. કોણ જાણે

આ વાતમાં શુ ભેદ હતો કે સોના મોહરો આપી કલાક અર્ધો કલાક સુધિ પાછો ચાલ્યો જતો હતો. આવીજ રીતે જ્યારે ફકીરને આવતાં એક વરસ વીત્યું ત્યારે સકીના બહુ મોટી ધન્યવાન થઇ ગઇ. તેણીએ બે ચાર મકાનો ખરીદી એક મહોટો મહેલ બણાવયો અને નોકર ચાકરો રાખી એક મ્હોટા અમીરી ઠાઠથી જીદગી ગુજારવા લાગી, પોતાની દીકરી અખતરના માટે જહેઝમા આપવા સારૂ અમીરોની દીકરીઓની પેઠે સરસામાનની ખરીદી કરવા માંડી. ધીમે ધીમે આ વાતની ખબર તેની મોટી બહેન જીના બેગમને પણ પહોચી કે સકીનાને ખુદાતાલાએ અઢળગ ધન આપી દીધુ છે અને હવે અખતરને જહેઝમાં આપવા માટે અમીરોની પેઠે સરસામાન ખરીદ કરે છે, વળી કેટલાક મોટા મોટા અમીરોને ઘેરથી અખતરના લગન માટે માંગા આવે છે પરંતુ તેણી કોઇનું પણ માંગુ સ્વીકારતી નથી. આ સાંભળતાજ જીના બેગમ પોતાની બહેનના પઇસા ટકાની લાલચે લલચાઈ એટલે તરતજ પાંચ રૂપીઆની મીઠાઇ લઇ સકીનાને ત્યાં આવી, અને જ્યારે પોતાની બહેનના ઘરમાં અમીરી ઠાઠનુ સરસામાન જોયું ત્યારે દંગ થઇ ગઇ. પેહલા તો તેણીએ આમ તેમની કેટલીક વાતો કરી અને ફરી મતલબની વાત કાઢતાં બોલી.

"બહેન ! આજે હું હુમેન મીરઝાના લગનની તારીખ નકી કરવા આવી છુ માટે તમે શુ કહો છો ?"

"બહેન ! હું તો તેજ ભીખારણી છુ જેને તમે નોકરોની પાસે બાહાર કઢાવતાં હતાં અને જેને તમોએ પોતાની દીકરી રસ્તામા

રખડતા જોગી જતીને આપવા માટે સલાહ આપી હતી. બહેન તમે મારાથી મોટાં એટલે તમારી આજ્ઞા માથે ચઢાવવી જોઇએ તેથીજ મેં મારી દીકરીનુ લગ્ન એક જોગીની સાથે નક્કી કરી દીધું છે."

"કેવો જોગી અને કેવો જતી, જોઉ તો ખરો મારી હયાતીમાં કોણ આવીને મારી વ્હાલી ભાણેજને લઇ જાય છે." જીના બેગમ નાની બહેનને ધમકાવવાનું ડોળ કરતાં પોકારી "એવા મુવા જોગીઓને મારી ભાણેજના પગ ઉપર કુરબાન કરૂં. સકીના! તને કાંઇ ખબર છે? હુસેન મીરઝાનું લગ્ન અખતરની સાથેજ થશે અને જરૂર થશે. સમજી? મારી માંગણી તો પેટમાં હતી ત્યારનીજ છે તેથી તે કાંઇ ટળશે?"

જીના બેગમ સાંજ સુધી બેઠી પણ સકીનાએ તેની એક વાતનોએ જવાબ ન આપ્યો તેથી લાચારીએ સાંજરે ઘેર ગઇ અને જતી વખતે કહી ગઇ કે "તું જ્યાં સુધી "હા" નહીં ભણે ત્યાં સુધી તારા ઓટલાની ધુળ લઇ નાંખીશ."

દરરોજના નીયમ પ્રમાણે જોગીરાજ આવ્યા તો અખતર એક કીમતી દોશાલામાં પોતાનું શરીર સંતાડી તથા ઘુમટો તાણી જોગીના પગના તળયાં સહેલાવાને બેશી ગઇ અને સકીનાએ પોતાની બહેનનું આવવું તથા લગ્નની તારીખ નક્કી કરવા માટે તાકીદ કરવી એ સઘળું જોગીને સંભળાવ્યુ, એટલે જોગીએ થોડી વાર સુધી વીચાર કરીને કહ્યું.

" જો જીના બેગમ ફરી આવે અને લગ્નને માટે કહે તો તમે પહેલાંની પેઠે સાફ જવાબ આપી દેજો. અને જો કદાચ તેણી તમારા સાફ જવાબ આપવા ઉપર ફેલ ફીતુર કરે તો કહેજો કે કોર્ટના બારણાં ઉઘાડાં છે, અગર હાકેમ મારી દીકરી અપાવે તો લઇ લ્યો."

જોગી આ પ્રમાણે સલાહ આપીને ચાલ્યો ગયો. થોડા દીવસ સુધી જીના બેગમે ધક્કા ખાધા પણ ફરી જ્યારે જોયું કે સકીના સીધી રીતે માનતી નથી ત્યારે તેણીએ કોર્ટમાં દાવો કરી દીધો એટલે સકીનાને કોર્ટમાં જવું પડયું, પણ તે દીવસે કેસ ન ચાલતાં મુદત પડી.

બીજી મુદત આવે તેટલામાં તો કોણ જાણે આ કેસની ખબર કોઇ જાસુસે બાદશાહ સલામતને પહોંચાડી દીધી એટલે બાદશાહ સલામતે કહયું કે એ બંનેનો ઈનસાફ અમે પોતે કરીશું. માટે જીના બેગમ પોતાના ખાવીંદ અને દીકરાની સાથે તથા સકીના પોતાની દીકરી અખતરની સાથે ફલાણી તારીખે સવારના અગ્યાર વાગે દરબારે આમમાં હાજર થાય. જો કદાચ બંનેમાંથી કોઇ પણ હાજર નહી થાય તો તેને સખતમાં સખત સજા કરવામાં આવશે."

બાદશાહ સલામતનો આ હુકમ સાંભળી બંને બેહનો થરથર ધ્રુજવા લાગી. છેવટે તે દીવસ પણ આવી પહોંચ્યો એટલે જીના બેગમ પોતાના ખાવીંદ અબ્બાસ મીરઝા તથા દીકરા હુસેન મીરઝાની સાથે અને સકીના પોતાની દીકરી અખતરની સાથે ડોલી-

ઓમાં બેસી લાલ કીલ્લામાં પોંહચી. જ્યારે તેણીઓ ત્યાં પોંહચી તો જોયું કે રૂમી અને અંગ્રેજી વાજા વાંગી રહયાં છે, શરણાઇઓ નો તથા ટકોરખાનાનો મીઠો અવાજ આવી રહયો છે, સેંકડો સવાર અને પાયદળ સીપાઇઓ પોતાના ઝરરીન લીબાસમાં સજ થઇ પેહરા ઉપર ઉભેલા છે, ઉઘાડી તલવારો ઉપર સુરજના કીરણો પડી વીજળીની પેઠે ચમક થઇ રહી છે, આ દબદબા ભરેલો ઠાઠમાઠ જોઇ ત્રણે ડોલીઓ લાલ પરદાની આગળ આવી એટલે નાજરના હુકમથી ત્યાંજ રોકી લીધી. જો કે લાલપરદાથી દીવાને આમ બહુ છેટે હતું છતાં પણ સઘળે ચુપકીદી પથરાઈ હતી. ચારે બાજુએ સેંકડો માણસો સફ સમારીને ઉભા હતા પરંતુ બધે શાતતાએ વાસો કરેલો હતો. માત્ર એક ચોબદારનો આ સાદ દર વખતે સભળાતો હતો "તસલીમાત, કોરનીશ બદગી, મુજરા, આદાબ બજા લાવ. નઝર રૂબરૂ જહાંપનાહ બાદશાહ સલામત" આ સાદ સાભળી સઘળાના શરીરના રૂવેરૂવાં ઉભાં થઇ જતાં હતાં અને કેટલાક તો થરથર કપી રહયા હતા એટલામાં નાઝર દોડતો દોડતો આવીને બોલ્યો "ડોલીઓ ઉપાડીને દીવાને આમમાં લાવો." તરતજ દીવાને આમમાં ડોલીઓ લાવવામાં આવી જ્યારે આ ત્રણે સ્ત્રીઓએ ડોલીઓના પરદામાંથી જોયુ તો જણાયું કે દીવાને આમની વચોવચ એક જડાવના સુરજની પેઠે કીરણોવાળા તખત ઉપર શાહજહા પાદશાહ લાખો રૂપીઆની કીમતનો લીબાસ તથા હીરા મોતીનુ તાજ પહેરી બેઠા છે અને તેમની આસપાસ વઝીરો, સાહજાદાઓ, અમીર ઉમરાવો, રાજા, મહારાજાઓ, અદબની સાથે ગરદન ઝુકાવી નીચી નજરોએ ઉભેલા છે. નાઝર અને

ચોપદારો હીરા જડીત છડીઓ હાથમાં લઇ આજુબાજુ નજર નાંખી રહયા છે. પાદશાહ સલામતે પોતાના વડા વઝીર સાઅદુલ્લા ખાનને ઇશારો કર્યો જેથી તે પોતાની જગ્યાએથી ઉઠીને ડોલીઓની પાસે આવી પુછવા લાગ્યો.

" જીના બેગમની ડોલી કઇ છે ? "

" આ રહી હુઝુર " અબ્બાસ મીરઝાએ પોતાની સ્ત્રી જીનાની ડોલી બતાવતાં કહયુ.

' જીના બેગમ ! " સાઅદુલ્લાખાન વઝીર જીનાની ડોલીની બાજુમાં ઉભો રહીને બોલ્યો " જહાપનાહ ફરમાવે છે કે તમારી બહેન ઉપર તમારો જે દાવો હોય તે સાચે સાચુ બ્યાન કરો ખબરદાર ! તેમા એક શબ્દ પણ જુઠ ન હોય, નહી તો યાદ રાખો કે આ આલમ પનાહની દરબાર છે અને તેમની રૂબરૂ તમે બોલી રહયાં છો. "

આ સાંભળી જીના બેગમના હોશ ઉડી ગયા, અને લગભગ અર્ધા કલાક સુધી ચુપ રહી. તે બાદ મહા મુશકલીએ લથડતી જીભે પોતાની હકીકત કેહવી શરૂ કરી. જેમાં તેણીએ પોતાના તથા સકીનાના લગ્ન થવા, લગ્ન પછી આશા જણાતાં નાની બેહેનથી એકરાર કરવો કે તારે ત્યાં દીકરો અને મારે ત્યાં દીકરી થાય તો હુ મારી દીકરીના લગ્ન તારા દીકરા સાથે કરી આપીશ. અને જો કદાચ

તારે ત્યાં દીકરી અને મારે ત્યાં દીકરો થયો તો મારા દીકરાની સાથે તારી દીકરીના લગ્ન કરવાં પડશે. તે બાદ હુસેન મીરઝાં અને અખતરના જન્મ પછી સવા મહીનાની વયમાંજ વિવાહ કરવા. તે પછીની પણ કેટલીક હકીકત બ્યાન કરી જીના બેગમે પાદશાહ સલામતને અરજ કરતાં કહ્યું "જહાંપનાહ! હવે મારી બહેન પોતે કરેલો એકરાર તોડે છે અને પોતાની દીકરી સાથે મારા દીકરાનું લગ્ન કરી આપતી નથી." આટલું બોલી જીના ચુપ થઇ એટલે સાઅબદુલ્લા ખાન વઝીરે સકીનાની ડોલી પાસે જઇને કહ્યું. "સકીના બેગમ તમારી બહેનની વિરૂધમાં જે કાંઇ બ્યાન કરવું હોય તે સાચે સાચુ બ્યાન કરો." આ સાંભળી સકીનાનું દિલ ધડક ધડક થવા માંડયું કેમકે તેણીને પુરો ભરૂસો હતો કે જીના બેગમની જબાની સાંભળી પાદશાહ સલામત મારી દીકરી તેને અપાવી દેશે પણ તેણીએ લગાર થોભીને હીમ્મત સાથે પોતાની હકીકત કેહવી શરૂ કરી. જ્યારે તેણીએ અખતરના બાપનું મરવું, અને પોતે તથા પોતાની દીકરીનું દળી તથા સીવીને ગુજરાન ચલાવવું, કેટલીક વખતે ત્રણ ત્રણ દીવસના કડાકા કરવા, આવી નીર્ધનતામાં બહેનનું ન પુછવું, દીકરી મોટી થતી જોઇ બહેનને ત્યાં જવું અને બહેનનું અપમાન કરી મહેણું મારવુ કે "તારી દીકરીને રસ્તાના રખડતા જોગી જતીને આપ." સકીના અહીં સુધી કેહવા પામી હતી કે બધા દરબારીઓની આંખોમાંથી આંસુઓ જારી થઇ ગયાં અને પોતે બાદશાહ સલામત પણ ઘણાજ દીલગીર થઇને મોહડાં ઉપર રૂમાલ મુકીને રડી પડયા અને જ્યારે સકીનાએ તેજ રાત્રે એક ફકીર અથવા જોગીનું આવવું અને ખાણું તથા સોના મોહરો આપવી અને તે બાદ દરરોજ સોના

મોહરો આપી સકીનાને ધન્યવાન બનાવી દેવાની હકીકત સાંભળી ત્યારે બધા દરબારીઓ અજાયબીમાં ગરકાવ બની વીચારવા લાગ્યા કે ઓ ખુદા એવો તે કયો ફકીર છે કે જેણે સકીનાને ધનયવાન બનાવી દીધી ? તે બાદ સકીના ધનયવાન થઇ છે એવું સાંભળી જીના બેગણું આવવું અને લગ્નના માટે તાકીદ કરવી અને જ્યારે સકીનાએ આગલી વાત યાદ દેવડાવી લગ્ન માટે ઇનકાર કર્યો ત્યારે તેણીએ કોર્ટનો આશરો લીધો વીગેરે. જરા જરા સકીનાએ દરબારે આમમાં એવા તો રડતા સાદમાં પોતાની હકીકત કહી કે જેથી બધા દરબારીઓ સકીનાની તરફેણમાં થઈ ગયા અને પોત પોતાના મનમાં સકીનાના લાભમાં ફેસલો થાય એવી દોઆઓ માંગવા લાગ્યા. જ્યારે સકીના પોતાની હકીકત પુરી કરી રહી ત્યારે સાઅદુલ્લાખાન વઝીરે પુછ્યું.

"શું તે જોગી હજુ પણ તમારે ત્યાં દરરોજ આવે છે ?"

"જી હા ! દરરોજ નહી પણ દર રાત્રે આવે છે."

"સાઅદુલ્લાખાન !" પાદશાહ સલામત બોલ્યા "સકીનાને પુછો કે હવે તુ તારી દીકરી તારા ભાણેજને આપવા ચાહે છે કે તેજ જોગીને."

"ખુદાવંદ ! હું તો મારી દીકરી એક વરસ થયાં જોગીરાજને આપવાનું નકી કરી ચુકી છું તેથી ભાણેજને નહીં આપું."

" સાઅદુલ્લાખાન એની દીકરીને પુછો કે તું તારા જોગીરાજ અથવા ફકીરને ઓળખે છે ?"

પાદશાહ સલામતનો આ હુકમ સાંભળતાંજ અખતરના હાથ-પગ ફુલી ગયા, ચેહરાનો રંગ ઉડી ગયો અને જીભ લથડવા લગી, પણ પાદશાહ સલામતનો હુકમ હોવાથી મહા મુશકેલીએ જવાબ આપ્યો.

" નહી હજુર ! હુ તે જોગીરાજને ઓળખતી નથી કેમકે મેં આજ સુધી તેમનો ચેહરો જોયોજ નથી. "

" તે જોગીનો ચેહરો કેમ નથી જોયો ?" પાદશાહે પુછ્યું.

" હુઝુર પારકા પુરૂષનો ચેહરો જોવો હરામ છે."

" તો ફરી તેં પેલા ફકીરના પગના તળયાં કેમ સેહલાવ્યાં ? એમ પાદશાહ સલામત પુછે છે " સાઅદુલ્લાખાને કહ્યુ.

" માત્ર અમ્માજાનની બીકથી, તેમના હુકમથી અને ફકીરને વડીલ સમજીને " અખતરે કહ્યુ " પણ મારો ખુદા સારી પેઠે જાણે છે કે ફકીર પલંગ ઉપર સુઇ રહેતો હતો અને હુ પગથી તે માથા સુધી મોટી ચાદર અથવા શાળ ઓઢીને પલંગની પંગાથી બેસું છુ અને માત્ર બે આંગળાથી તેના પગના તળયાં સહેલાવું છું."

" પણ તું તેજ ફકીરના તળીયાં સાહેલાવે છે એ શા ઉપરથી સમજવામાં આવે ?"

હુઝુર ! જહાંપનાહ ફરમાવે છે કે જો કદાચ તું ન પારખી શકી તો ફરી તારા માટે શી સજા કરવામાં આવે."

"જહાંપનાહ ચાહે તો સુળીએ ચઢાવે અને ચાહે તો ફાસીના લાકડે લટકાવે."

"જહાંપનાહ ! હુ મારા જોગીરાજના પગ પારખું છુ. અગર હજાર પગોમાં એક પગ પણ મારા જોગીરાજનો હશે તો હુ તરતજ પારખી લઇશ."

આ સાંભળી શાહજહા પાદશાએ સાઅદુલ્લાખાન વજીરને હુકમ આપ્યો "અમે હુકમ આપીએ છીએ કે અત્યારે દરબારમા જેટલા માણુસો હાજર છે તેટલા બધા એક પછી એક પોતાના પગો અખતરની ડોલીમા નાંખે અને પછી જોઇએ કે તેણી પોતાના ફકીરનો પગ કેવી રીતે પારખી શકે છે ?"

માત્ર પાદશાહ સલામતના હુકમનીજ વાર હતી. સઉથી પહેલા એક શાહઝાદાએ અખતરની ડોલીમા પગ નાંખ્યા એટલે અખતરે પોતાનાં આંગળાં પગોના તળીયાં ઉપર લગાડતાજ કહ્યુ "આ મારા જોગીરાજના પગ નથી" તે પછી એક અમીરે પગ નાંખ્યા એટલે અખતરે કહી દીધુ કે "આ મારા જોગીરાજના પગ નથી." આવીજ રીતે દરબારમાંના હઝારો માણુસોએ પગ નાખ્યા અને અખતરે કહી દીધું કે "આ મારા જોગીરાજના પગ નથી" એટલે સુધી કે પાદશાહ સલામતના હુકમ અનુસાર વઝીર સાઅદુ

લ્લા ખાને પણ પોતાના પગ અખતરની ડોલીમાં નાંખ્યા અને અખતરે માત્ર આંગળાં અડકાડીને કહીદીધું કે" આ મારા જોગીરાજના પગ નથી." જ્યારે પાદશાહ સલામતે જોયું કે દરબારમાંના બધા માણસોમાંથી કોઇ બાકી રહ્યું નથી ત્યારે પોતે તખતનીની પછવાડે નાંખેલી ચકમાં ચાલ્યા ગયા. પાદશાહ સલામતને અંદર જવાને માત્ર થોડીજ વાર થઇ હશે એટલામાં એક ફકીર ફાટેલી ગોદડી અને કામળા ઓઢીને તથા બગલમાં ઝોળી લટકાવીને દરબારે આમમાં કોણ જાણે કઈ તરફથી અંદર આવ્યો, અને તરતજ અખતરની ડોલી પાસે જઇ વઝીર સાઅદુલ્લાખાનને કહેવા લાગ્યો.

"હુઝુર હુકમ આપે તો હું પણ મારા પગ ડોળીમાં નાંખુ"

"બેશક નાંખો, દરબારે આમ કરવાની મતલબ એટલીજ છે કે હકદારને હક મળે અને દુધનું દુધ તથા પાણીનું પાણી થઇ જાય."

આ સાંભળી પેલો ફકીર ડોળીની પાસે બેસી ગયો અને પોતાના બંને પગ ડોળીમાં નાંખ્યા એટલે અખતરે તેના પગોને હાથ લગાવતાંજ કહી દીધુ કે "જહાંપનાહ આ મારા જોગીરાજના પગ છે" પેલા ફકીરે તરતજ પોતાના પગ બહાર કાઢી લીધા. આ જોઇ દરબારે આમમાં ભેગાં મળેલાં બધા જણ અજાયબીમાં ગરકાવ થઇ ગયાં અને વીચારવા લાગ્યાં કે "ખરેખર આ છોકરી પણીજ કમનસીબ છે કે આવા કદરૂપા અને ભીખ માંગનાર ભટકતા

ભીખારીને પસંદ કરે છે." પરંતુ જ્યારે તે ફકીરે ફાટેલ ગોદડી અને કામળી તથા ઝોળી ઉતારીને ફેંકી દીધી ત્યારે જણાયું કે "એતો પોતે જહાંપનાહ પાદશાહ સલામત છે અને તેઓજ જોગીના રૂપમાં અહી આવ્યા છે." શાહજહાં પાદશાહે તરતજ ગોદડી અને કામળા ફેંકી દઇ પોતાના તખત ઉપર બેઠક લીધી અને પોતાની મીઠી જબાનથી બધા દરબારીઓને સંબોધીને ફરમાવ્યું.

"અમો અમારી પ્રજાની હાલતથી બેખબર અને અંજાણ છીએ એમ કોઇએ સમજવું નહી, કેમકે અમારી પ્રજાના અમીર અને ગરીબના ઘરની સઘળી હકીકત અમારા કાનો સુધી પોંહચતી રહે છે અને અમો પોતે પણ વેષ બદલીને ચર્ચા નીહાળવા નીકળીએ છીએ અને જોઇએ છીએ કે અમારી પ્રજામાં કોણ આનંદી છે, કોણ દુઃખી છે અને કોના ઉપર જુલમ ગુજરે છે. એવીજ રીતે ફરતા ફરતા અમે એક દીવસે સકીનાના ઘર ઉપર પણ પોંહચી ગયા અને જ્યારે અમારી ખાત્રી થઈ ગઇ કે આ બંને મા દીકરી ઘણીજ લાચાર નેક અને પતીવ્રતા બાઇઓ છે ત્યારે અમોને ઘણીજ દયા આવી અને અમોએ તેણીને મદદ કરી. વળી અખતરની ગરીબી સાદગી તથા લાવણ્યતાએ અમારા મન ઉપર કાબુ કરી લીધો તેથી અમોએ તેણીને અમારા મહેલ માટે પસંદ કરી લીધી. માટે આજ ઘડી અખતર અને સકીનાને અમારા ખાસ મહેલમાં પોંહચડી દો. જીના બેગમ અને તેના દીકરા તથા ખાવીંદને કાઢી મુકો કેમકે જીના ઘણીજ નીર્દય છે, તેણીએ પોતાની બહેનની ગરીબીમાં લગારે મદદ આપી નથી અને જ્યારે તેણીની પાસે પઇસા આવ્યા ત્યારે તેણી ઉપર ફરીયાદ કરી દીધી."

શાહજહા પાદશાહે આટલુ ફરમાવી દરબાર બરખાસ્ત કીધો. અને તેજ રાત્રે અખતરઝમાનની કીસમતનો સીતારો ચમકી ઉઠયો. એટલે શાહજહા પાદશાહે તેની સાથે લગ્ન કરી અખતર મેહેલનો ખેતાબ આપ્યો.



# નિઝામી વાંચન માળા.



હાલમાં અમોએ રોયલ સોલ પેજી સાઇઝમાં **નિઝામી વાંચન માળાના** નામથી જુદા જુદા વિષયો ઉપર નાના નાના પુસ્તકો બહાર પાડવાનો સાહસ ઉપાડયો છે જેમાં નૈતીક ધાર્મિક સંસારીક ઇતિહાસીક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. દર મહીને એવા પાંચ દસ પુસ્તકો વાચકોની સેવામા રજુ કરવાનો ઇરાદો છે, હાલ તરત અજમાશના ખાતર થોડાક પુસ્તકો પ્રગટ કર્યા છે. અગર તે અમારા વાચકોને પસંદ પડશે અને તેમની તરફથી અમને ઉત્તેજન મળશે તો અમે આ કામને ભવિષ્યમાં સારા પાયા ઉપર પહોંચાડવાનો ઇરાદો રાખીએ છીએ. હાલ તરત નીચેના પુસ્તકો બહાર પાડવામાં આવ્યા છે. આ પુસ્તકોમાંના કેટલાક પુસ્તકો એવા છે કે જો તેને છુટથી વિદ્યાર્થીઓમાં મફત વ્હેંચવામાં આવે તો બહુજ લાભ થવાની આશા છે.

**૧ મઝહબી નોંધપોથી**—આ નાનકડા પુસ્તકમાં હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે એક મુસલમાનને જે જે મઝહબી વાતોની જરૂર પડે છે તે બધી વાતોને ખુલાસા વાર લખી છે. જેમકે અકાયદ, આઅમાલ, આઅમાલની વીગત, ઇસલામી અખલાક, શરીઅત અને તરીકત, અરબાએ તરીકતના સિલ સિલા, સિલસિલાઓની રચના, લિબાસ વિગેરે આ નાનકડા પુસ્તકનું ઉર્દુ ભાષામાંથી મી. કુરેશીએ સરળ અને સ્હેલી ગુજરાતી ભાષામાં

તરજુમો કર્યો છે અગર આ પુસ્તક વકફ કરીને ઇસ્લામી બાળકોમાં વ્હેંચવામાં આવે તો વ્હેંચનારને મોટો સવાબ મળી શકે છે કીમત ફકત એક આનો વકફ કરનારને એકસો કોપીની કીમત રૂપીઆ પાંચ. પોસ્ટેજ જુદું.

૨ ફાકામાં રોઝા—અસલ ઉરદુ ભાષામાં હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે સને ૧૮૫૭ ના બળવા વખતની વાર્તા લખી છે. જેમાં શાહી કુટુંબીઓને પડેલા દુઃખોનું હૃદય ભેદક દાસ્તાન છે. પથરના જીગરનો માણસ પણ એને વાંચશે તો તેનું મન પાણી થયા વગર રહેશે નહીં. ચડતી પડતીનો ખરો ચીતાર જોવો હોય તો આ વાર્તા વાંચો એનો ગુજરાતી તરજુમો મી. નિઝામુદદીન કુરેશીએ કરેલો છે. કીમત ફકત એક આનો એકસો કોપીના કીમત પાંચ રૂપીઆ પોસ્ટેજ જુદું.

ઇદની એક અનમોલ ભેટ—(લખનાર નિઝામુદદીનકુરેશી) આ વાર્તા જો કે મન ઘડત છે પણ વાંચનારને બીલકુલ ખરી બનેલી જણાય છે. એક બાળાનું પ્રપંચીઓના ફંદામાં ફસાવુ જેમાંથી ઇદની ,રાતે એક જુવાનના હાથે છુટકારો અને તે બાદ સુખી દીવસો વિગેરે વાંચવા લાયક છે કીમત બે આના પોસ્ટેજ જુદું.

૪ અમારા નબી—( અનુવાદક મી. નિઝામુદદીન કુરેશી ) હઝરત રસુલે અકરમ સલ૰નું મુબારક જીવન વૃતાંત ઘણી સહેલી અને સરળ ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યું છે બાળકોથી લઇને તો ઘરડાઓને એક સરખી રીતે ઉપ્યોગી થઇ પડે એવી રીતે આ

પુસ્તકમાં હઝરત સલ૦ની મુબારક જીંદગીનું વૃતાંત લખેલું છે. નાના બાળકોમાં વહેંચ કરવા માટે આ પુસ્તક બહુજ જરૂરી છે. કીમત ફકત બે આના એક સો કોપીની કીમત માત્ર દસ રૂપીઆ પોસ્ટેજ જુદું.

૫ ઇસલામની ખુબીઓ— વડોદરા વાળા નવાબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબના નામથી કોણ અંજાણ છે ? આજ સુધી એમના સંકડો કોમી રીસાલાઓથી ઇસલામી પ્રજા જાણીતી થઇ ચુકી છે. તેમના "ઇસલામકી ખુબીયાં" નામના રીસાલાનો આ ગુજરાતી તરજુમો છે. જેમાં ઇસલામના પાંચ ફર્ઝ અને બીજી બાબતો ઉપર વિવેચન કરવામાં આવ્યું છે જે દરેક ઇસલામીના માટે બહુજ જરૂરી છે. કીમત બે આના પોસ્ટેજ જુદું.

૬ અખતર મેહેલ—અથવા હું મારા જોગીરાજના પગ પારખું છું–( લખનાર નિઝામુદદીન કુરેશી ) હીંદના મહાન મુગલ શહેનશાહ શાહજહાંના સમયની સાચી બનેલી એક વાર્તા છે. શાહજહાં પોતાની પ્રજાના રક્ષણ માટે રાતે રજની ચર્ચાએ નીકળે છે અને એક દુઃખીયારી મા દીકરીનો મેળાપ થાય છે. તનું અસરકારક વર્ણન ખાસ વાંચવા લાયક છે. કીમત બે આના.

૭ ઇદના દરબાર—(લખનાર–તિઝામુદદીન કુરેશી)ઇસલામની મહાન સલતનતોના સમયે જાહોજલાલી અને શાનો શવકતની સાથે ભરવામાં આવતા ઇદના દરબારોનું મનહરણ વર્ણન. ઇતીહાસના શોખીનો અને ખાસ કરી ઇસલામી આલમને માટે વાંચવા લાયક છે. કી. એક આનો.

૮ ઇસલામની અરજી—( લખનાર-નિઝામુદ્દીન કુરેશી ) આજકાલ ઇસલામીઓની અધમ દશાનો ચીતાર દર્શાવી ઇસલામની તરફથી હઝરત રસુલે અકરમ સલ્લ૰ની સેવામાં એક અરજી લખવામાં આવી છે જે ઇસલામીઓએ ખાસ વાંચવી જોઇએ કી. એક આનો.

આ પુસ્તકો ઉપરાંત ઇસલામને લગતા દરેક જાતના પુસ્તકો રસીક વાર્તાઓ વિગેરે સસ્તી કીમતમાં વાંચકોની સેવામાં રજુ કરવાનો ઇરાદો છે જેમ જેમ ઉત્તેજન મળતું જશે તેમ તમ કીમતમાં ઘટાડો કરવામાં આવશે. વળી ઇસલામી ફીકાહની.

## કુદુરી

નામની કીતાબનો અરબીમાંથી અમદાવાદના બુઝુર્ગ લેખક મોલવી નિઝામુદ્દીન સાહેબ ફારૂકી ચીશતીએગુજરાતીમાં તરજુમો કર્યો છે જે "હુઝુરી"ના નામથી અમે થોડા દીવસમાં પ્રગટ કરનાર છીએ તે ઉપરાંત એજ બુઝુર્ગ લેખકે પ્રખ્યાત કસીદા બુરદાનો અરબીમાંથી ગુજરાતી કાવ્યમાં તરજુમો કર્યો છે જે છપાઇને બહાર પડી ચુકયો છે માત્ર બે આનાની કીમતમાં અમારે ત્યાંથી મળી શકે છે.

નિઝામીયા બુક ડેપો.

પાંચપટી-અમદાવાદ.

છપાય છે! ?!! તાકીદે ગ્રાહક થાઓ ?!! છપાય છે!

## દુનિયામાં સૌથી પહેલી ઇસ્લામી લડાઈ.

# " જંગે બદર. "

( લખનાર—નિઝામુદ્દીન કુરેશી. )

હઝરત રસુલે કરીમ નબીએ અરબી સલ૦ ના મુબારક સમયમાં મોટી સંખ્યાના મક્કાના કુરેશ અને જુજ સંખયાના મુસલમાનો વચ્ચે ચાલેલી લડાઈના તદ્દન સાચા ઇતિહાસીક બનાવોને સાદી અને સરળ ગુજરાતી ભાષામા વાર્તાના રૂપમા લખયા છે. વાર્તા એવી અસરકારક અને દીલચશ્પ રીતે લખી છે કે જેની કાંઇ પ્રશંસા થઇ શકતી નથી. વાચકોની સમજમા આવી શકે એટલા માટે અમે અત્રે તેમા વર્ણવેલા વર્ણનનો ટુંક સાર રજુ કરીએ છીએ.

હુઝુરે અકરમ નબીએ અરબી હઝરત મોહમ્મદ સલ૦ ના પવિત્ર જન્મ પહેલાં અરબસ્તાન અને ખાનએ કાબાની સ્થીતી હઝરત સલ૦નું મોબારક જન્મ, આપની રીસાલત, કુરેશોની દુશમની, ધીમે ધીમે ઇસલામનો મદીનામા પ્રસાર, મોટા મોટા ખાનદાની અરબોનુ ઇસલામની ગુલામીમાં આવવું, મક્કાથી હિજરત, અને લડાયક હીલચાલ, નાના હુમલાઓની શરૂઆત ઇસલામની ફતેહ, બદરની ખુનખવાર લડાઇ અને છેવટે દુશમનોની હાર અને ઇસલામની ફતેહ.

ઉપરની બાબતોમાં દરેક જગ્યાએ ઇતિહાસિક નોટો લખવામા આવી છે અને કેટલાક અજ્ઞાન લોકો તરફથી ઇસલામનો ફેલાવો તલવારથી થયો છે એવા જે આરોપ મુકવામાં આવે છે તેનું ખંડન કર્યું છે.

ઉંચા કાગળ સુંદર છપાઇ મનહરણ બાંધણીના પુસ્તકની કીમત માત્ર એક રૂપીઓ પોસ્ટેજ જુદુ.

નિઝામીયા બુક ડેપો, પાંચપટી—અમદાવાદ.

# મફત

માત્ર એક પૈસાનો કાર્ડ લખવાથી અમો

ગુજરાતી ઉરદુ પુસ્તકોનું મોટું

પ્રાઈસ લીસ્ટ

મફત

મોકલીએ છીએ.

નિઝામીયા બુક ડેપો.

પાંચપટી—અમદાવાદ.